# મરણ ક્રીયા

## અને તે પાછળ થતા

# ખરચ.

---

લખનાર

મ. જા. ભાઠેનાં.

---

કીંમત ત્રણ આના.

# બ નામે ખુદા !

આ કેતાબ મારા અતી વ્હાલા અરા અને નેક માતપીતાજીની ભલી યાદમાં અર્પણ કરૂં છું !

# ?ણુ પછવાડે જરથોશ્તી ધરમ મુજબ કરવા જોગ ધરમ ક્રીયા તથા તેના ખરચની વીગત.



માણસ જ્યારે અવાચક થઇ જાય ને છેલ્લો દમ ચાલે ત્યારે તેના કાનપર પડીને "યથા અહૂ વઇરયો" ના પાક કલામો પાસે ઉભેલા કોઇબી શખસે મોહટે સાદે ભણવા કે જેથી મરનારનો છેલ્લો દમ આસાનીથી દેહથી છુટો થઇ શકે. એ જરૂર ધ્યાન પર લેવું. તે વખતે બનતાં તુલીક શોરબકોર ને રડાપીત નહી કરવી, પણ જીવને શાંન્ત રાખીને પાક કલામો ભણવા શરૂ કરવા. પછી

રવાન ( જીવ અથવા આત્માનું આ ફાની દુનિયામાંથી જવું ) અથવા મરનારનાં દીલને તાઝો નીરંગ (ગાય અથવા બલદનું મુતર ) લગાડીને પાક (તાઝાં ) પાણીથી અંગ સાફ કરવું ને સોજ્જાં ધોએલાં કપડાં પેહેરાવવાં, અને એક માણુસે "કેમના મજદા," "અહુરમજદ ખોદાય" અને "જસમે અવંઘહે મજદ" ભણીને કુસ્તી બાંધવી ને તેના શરાહની (રવાનને પથ્થરની લાદી પર મેલીને સચકવાની જગા ) જગા આગળથી ત્રણ કદમ દુરની જમીન સાફ કરી તે પર સોજી ચાદર યા પીછોડી પાંથરીને ગુજરનારને મુકે અને તેની આગળ "અષેમ વોહૂ" ના પાક કલામો ભણવા ને "એક જોડે" (ઘરનાં બે માણુસોએ ) પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી "પેવંદ" ( નારાંનો એક છેડો એક

જણુ હાથમાં પકડે ને બીજો છેડો બીજો ધણી પકડે ) પકડીને મરનારની છાતી પર હાથ રાખીને "યથા અહૂ વઈર્યો"ના પાક કલામો ભણતાં—નસાખાનામાંથી જોડવાલા આવે ત્યાં સુધી—બેસી રહેવું. (એ "યથા અહૂ વઈરયો" ના પાક કલામો મરનારની આગળ ભણવાથી ગુજરનાર માણુસના આત્માને શાન્તી મલે છે. ) નસાખાનામાંથી જોડવાલા આવે ને નાહીને સોજ્જાં કપડાં પેહેરીને પેવંદ વળગીને "સરોસ બાજ," "અસ્તવઈતીશ અષહે" સુધી પઢીને રવાનને "સગદીદ" (સગ=કુતરો અને દીદ=બતલાવવો) કરાવવું. રવાનને પાંચ વખત સગદીદ કરાવવું. પ્રથમ કફન પેહરાવતાં, કફન પેહરાવી રહયા બાદ, નસેસાલાર ગેહાનમાં લાસ મેલે તે વખતે, ગેહ સારી રેહયા બાદ, તથા મરનારનાં શબને દીવસે કે રાત્રે ઘરમાં

સંજોગોને મુકયા પછી જ્યારે જ્યારે "ગેહ" બદલાય ત્યારે પણ સગદીદ કરાવવું. પછી ગુજરનાર શખસનાં બદનને કપડાંના પાંચ બંધથી બાંધવું. દરેક વખતે એકેક "યથા અહૂ વઇરયો" પઢતાં બાંધે. (૧) બંધ ગરદને, (૨) બંન્ને હાથની બાજુએ, (૩) કમ્મરે, (૪) પગના ગુડા જાંગને, (૫) પગની ઘુંટીએ. એ રવેશે ક્રિયા કરી મોહડું, આંખ, નાક, ખુલ્લું ઉઘાડું રાખવું. મરનારનું મોહડું દક્ષીણ અથવા પશ્ચિમ દીસા તરફ રાખવું ને પથ્થરની લાદી પર રવાનને મેલવું.

આપણા બુલંદ જરથોસ્તી દીનના તરીક મુજબ ગુજરનાર માણસ સારૂ તેની "શરાહ"ની જગા એવી બનાવવી કે તેનાં કદ ઉપરાંત આજુબાજુ વધારે જગ્યા દબાય નહી તેની સંભાળ રાખવી, કે જેથી જોઇએ તે કરતાં

વધુ જગ્યા મરનારનાં નસાથી પલીદ અથવા ખરાબ ન થાએ. અવસ્તામાં એવું જણાવેલું છે કે ગુજરનારનાં તન માટે એક "કટ"બનાવવો જેને "થ્રાઇઓ કટ" કહેછે. એટલે રવાનનાં માથાંથી પગ સુધી તેમજ આજુબાજુથી તેનાં બદન કરતાં વધુ જગ્યા દબાય નહી એવી જગ્યા બનાવવી. તેથીજ પથ્થરની લાદીઓ હાલમાં વપરાસમાં લેવાયછે. પછી રવાનને સગદીદ કરાવવું. રવાનને સગદીદ કરાવીને ત્રણ કશ ખેંચીને તે પેવંદ થયલી જોડ અલાહેદી બહાર આવી બાજ મુકી તન પાક કરે. પછી થોડેક કદમ દુર આતશ રોશન કરવો ને રવાન જ્યાં સુધી ઘરમાં રાખે ત્યાં સુધી "ખુસબોઇ" (સુખડ લોબાન આતશ પર મુકવું) બાલવી ચાલુ રાખવી કે જેથી રવાનનાં દીલપરની પલીદીનાં જીવજંતુઓ નાશ પામે ને આજુબાજુનાં જીવતાં

શખસોને હેરાનગતી પુગે નહી. માણુસ મરણ પામે અને જીવ જતો રહેવા પછી શરીરમાં લોહીનું ફરવું બંધ પડી જવાથી શરીરમાંનું માસ કોહવા માંડેછે ને સડી જાયછે તેથી તેને "નસો" કહેછે. "નસા"ને દોખમે લઇ જનારાઓને "નસેસાલાર" કહેછે. ("નસો"=વાસ મારતી અથવા કોહી જતી ચીજ અને "સાલાર"= લઇ જવું.) અને એક મોબેદને આતશ આગળ ભણુતર ભણુવા ફરમાવવું ને દીવસના દર કલાકના છ આના લેખે પૈસા આપવા ને આખી રાત જો હોય તો રૂપીઆ ચાર આપવા. અગર જો ઘણોજ ગરીબ માણુસ હોય ને પૈસાની જોગવાઇ નહી હોએ તો તેઓએ મોબેદને બદલે ઘરના કોઇ માણુસે કુસ્તી પાદીઆબ કરી "અષેમ વોહૂ," "યથા અહૂ વઇરયો" જેબી આવડે તે આતશ ઉપર સુખડ લોબાન બાળીને

ભણતાં રેહવું. મોબેદ પાસેજ ભણાવવાની કંઇબી અગત નથી.

નસાખાનામાંથી "નસેસાલારો" (ગુજરનારને દોખમે લઇ જનારાઓ) જુનાં ધોએલાં કપડાં પેહરી હાથે પેવંદ કરી તે ગુજરનારના કશની જગા આગળ ત્રણ કદમ દુર રહી "સરોશ બાજ" "અસ્તવઇતીશ અષહે" સુધી પઢે, પછી એક મોબેદની જોડ તન સાફ કરી, સ્વચ્છ કપડાં પેહરી, પવીત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી, પોતાની ફરજયાત ગુજારી, જામો પીછોડી પેહરી, પેવંદ બાંધીને "ગેહ-સારણું" પઢવાનું શરૂ કરે.

"ગેહસારણુ"—યજશનેના ૨૮ મા "હા" થી ૩૪ મો "હા" છે તે ગાથાવાણીના અવસ્તા ઝવાનની આગળ ગેહસારણા તરીકે પઢાવવા. તેનું કારણ એ કે મરણ પામેલાં

આદમીનાં શરીર ઉપરથી નીકલતી ગલીચાથી જીવતાં આદમીઓને નુકશાન નહી થાય. વેહ-સારણું પુરૂં થયા પછી "નસેસાલારો" પેલાં રૂવાનને સગદીદ કરાવે, ત્યાર પછી રવાનને ઘેરની બહાર લાવીને બીજા "ખાંધીઆઓ" (ખાંધપર લઇ જનારા) પેવંદ કરી "બાજ" લઇ બાહર ઉભા રેહ ને તેની સાથે હમાજોર થઇ રવાનનું મોહડું આગળી તરફ રાખી દોખમે લઇ જાય. રવાનને દોખમાં પર ઉંચકી લઇ જવા "નસેસાલાર"ની એક જોડ, ને "ખાંધીઆ"ઓ એથી વધુ, જેવું રૂવાન વજનમાં ભારી હલકું હોય તે સુજબ "નસાખાના"માંથી બોલાવવા. "નસાખાનું" એટલે "નસેસાલારો," "ખાંધીઆ" વગેરે રેહનાર શખશોની મુંબઇની પારસી પંચાએત તરફથી મુકરર કીધેલી ચોકકસ જગા અથવા મકાન. મરનારનાં શરીરને સુર્યન

**રેશનીમાંજ** યાને દીવસની "હાવન," "રપિથ્વન," કે "ઉજીરન" એ ત્રણ ગેહોમાંની એક ગેહમાં અવલમંજલ (દોખમે) પુગાડવું જોઇએ. "પાયદસ્ત કાહડવી" એટલે રવાનને અવલ મંજલ પુગાડવાનો જે વખત મુકરર કીધો હોએ તે.

મુંબાઇની પારસી પંચાએત તરફથી મુબંઇમાં રવાનોને માટે ઘટતો ને વખાણવા લાએક બંદોબસ્ત કીધેલો છે. રવાનને માટે નવાં કપડાં મંગાવવાં હોએ તો રૂ. ૩ા )માં મોકલાવી આપે છેઃ—

| | |
|---|---|
| દગલીના રૂ. | ૦ાા≋ |
| લેંગાના | ૦ા≋ |
| સદરાના | ૦ા⌒ |
| કસતીના | ૦ા≂ |
| કાછાના | ૦)⌒ાા |
| જોડાના | ૦ાા |

દસ્તાના જોડ ૦)-
પીછોડીનો ૦)=॥
કાન બાંધણું ૦)=
ગાડીનો ૦)-
ટોપીનો ૦)-
નાડાનો ૦-
પાઘડીના ૦।
પગે બાંધવાનું ૦)-

---

રૂ. ૩।

---

મરનારનાં શરીરને માટે લોખંડની "ગેહાણુ" નવી મંગાવવી હોય તો લાંબા પગનીના રૂ. ૧૮), વાળેલા પગનીના રૂ. ૧૫)
દાંડા (નાલાં રૂવાન સારના રૂ. ૮)
નાલાં બચ્ચાંનાં રૂવાનને માટે તાંબાનાં પતરાંના રૂ. ૩) ને લોખંડનાં પતરાંનો રૂ. ૧॥)

"ડુંગરવાડી" ( દોખમાવાલી પહાડી જગા) પર મુંબાઇની પારસી પંચાએત તરફથી રવાનને અવલમંજલ પોંહચાડવાનાં ફંડમાં ભરવાનો લવાજમ ( કે જે પૈસામાંથી "નસેસાલારો," "ખાંધીઆ" વગેરે વગેરેના કરવા પડતા ખરચની જોગવાઇ કરવા સારૂ) "મોહટાં રૂવાન "ના આંઠ રૂપીઆ ઠેરવેલાછે, "હાંન્ડાના રૂવાન "ના પાંચ રૂપીઆ ઠેરવેલા છે ને "ન્હાનાં પતરાંવાલા" રૂવાનનાં રૂપીઆ ત્રણ ઠેરવેલા છે. જેઓ ગરીબ હોએ તેઓ પાસેથી રૂપીઆ સવાબે, સવા, ને એક અનુક્રમે ઠેરવેલાછે, તે "સગડી" પર પંચાએતના કલાર્કને આપીને મરનારનું નામ, નીશાન, ઠેકાણું, ઉમર, મરણ નીપજવાનું કારણ વગેરે વગેરે ખુલાસો લખાવીનેજ મરણની સરટીફીકેટ લેવી.

જે બે મોબેદોએ "ગેહ સારનાર" તરીકે

કામ કીધેલું હોય તેજ જોડને "પાયદસ્તે" ( પાએ=પગ અને દસ્ત ખોટી રીતે રફ્તન= જવું ને બદલે બોલાય છે; પાએદસ્ત=પગે ચાલીને મરનારની લાસની પછવાડે દોખમે જવું.) રૂવાનની પછવાડે દોખમે સુધી મોકલવી. વધારે મોબેદો મોકલાવીને નાહેકનો બાહારનો જુઠો દેખાવ બીલકુલ કરવો નહી. "ગેહ સારનાર" તેમજ "પાએદસ્તે" જનાર મોબેદની જોડને "ગેહ સારવાનો" લવાજમ દરેક મોબેદને રૂપીઓ એક એક આપવો તથા દોખમે "પાયદસ્તે" જવાનો લવાજમ દરેક મોબેદને રૂપીઓ એક એક બીજો આપવો.

"પાએદસ્તે જવાની બીના"—જુઓ પાનું ૩૬ મું.

બેરાંઓએ "બેસવા" તથા "ઉઠમણું" માં જતી વખતે જાણવું અગત્યનું છે જે પોતાની

ગુંજાસ સુજબ મરનારની નઇઅતે સુખડ લઇ જવું અને રવાનને "સેજદો" (ગંભીરાઇથી વાંકા વલીને નમન કરવું) કરી પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી સુખડ આતશ પર મુકવું ને અવસ્તા પઢવી ને મરનારની નઇઅતે "પતેત" ભણવી. ખાલી રૂદન રડવા કે તારીમારી નીંદા ને ફોકટના કુઠલા કરવા નહી. એજ માફક માટીડાઓ "ઓટલે" "ઉઠયાણે" જાય ત્યારે કુસ્તી પાદીઆબ કરીને ઘટતા અવસ્તા ચોપડીમાંથી મરનારની નઇઅતે ભણવા, તેમજ મોહટે મોહટે સાદે એક બીજા સાથે તારીમારી તથા દુનિઆદારીને લગતી બાબદો પર ચુનોચરા અથવા તકરાર તે વખતે કરવી નહી. તેમજ ઘેરધણીએ એવે વખતે "જામે જમશેદ"વાલી સસતી ચાર આનાવાલી કીમતે છપાવેલી ભણવાની ચોપડી હરેક ઓટલે

ઉઠીયાણું આવતા શખશોના હાથમાં મુકવી; તેમજ તાજુ પાણી કુસ્તી પાદીઆબ કરવાને સારૂ તૈયાર રાખવું ને નહીં કે આઇસનાં ઠંડાં પાણીની તેમજ "પાએદસ્તે" જનાર શખસો સારૂ ભાડુતી ઘોડાગાડીની તૈયારી કરવાની દોડાદોડી કરવા પાછળ વખત નાહેકનો ગુમાવવો તેમજ "ઓટલો ઉઠયાણું નથી" કરીને મોબેદ પાસે સલામ કરાવીને જુદી બાંગ (બુમ) મરાવવી નહી પણ સૌથી બેહેતર એ છે જે "ગેહસારણું" જેવું ખલાસ થઇ રેહ ને રૂવાનને "સેજદો" કરવા મીજલસના શખસો ઉઠે ત્યારે કોઇ ધરતી જગાપર દરેક જણની નજર પડે તેમ એકાદ "કાર્ડ બોરડ" (જાડાં કાગજ) પર લખવું કે "ઓટલો ઉઠયાણું" ફલાણે ફલાણે ઠેકાણે થશે અથવા નહી થશે કે જેથી મોબેદ પાસે બુમ પડાવાનો રવાઇયો દુર થાય. બનતાં સુધી

એવાં એવાં હલકાં કામો ગરીબ બીચારા મોબેદોને સોંપવાથી આંચકી ખાવી જોઇએ કે જેથી ધરમગુરૂ વર્ગ તરફ માન ને ઈજતમાં વધારો થવા પામે.

પેહેલા ત્રણ દાહાડા ને ત્રણ રાતજ રવાનવાલી જગાએ ચેરાગ તથા આતશ રોશન રાખવો.

મરનાર ગુજર પામે કે તરતજ "દરેમેહર" અથવા અગીઆરીમાંજ "સરોશ" શરૂ કરાવવા, એટલે "હાવન" ગેહમાં સરોશની ખસતુમ ને યજશની કરાવવી. તેનો લવાજમ રૂ. ૨). ત્રણ દીવસ સુધી દરેક ગેહમાં સરોશના દરૂન ઇજાવવા. તેનો લવાજમ દરેક ગેહના રૂ. ૦)= તથા ત્રણ દીવસ સુધી "અઇવિસ્રૂથ્રેમ" ગેહમાં ( રૂવાન જે ઘેરમાં ગુજરે ત્યાં ) સરોશનું અફરગાન કરાવવું ( "યો વનનો કુયહદે"નો

ક્રદે ભણુાવવો) તેનો લવાજમ રૂ. ૦ાા તથા ત્રણુ દહાડા સુધી બને તોજ "વંદીદાદ" (પાછલી રાતના) કરાવવા. તેનો લવાજમ એક વંદીદાદની એક જોરના રૂ. ૩)

એ ઉપલી "સરોશ"ની ક્રીયા મરણુ વખતે થતી માઠી અસરો દુર કરનારી તરીકે, મરનારનાં રૂવાનની પાસબાની તરીકે, (જેમ એક બચ્ચું દુનિઆમાં જન્મ લેયચ ત્યારે તેને બોલવા મુકવાની વાચા નહી હોવાથી પોતાની મુશ્કેલી પોતાના માતપીતાથી ટળેછે ને તેની ઘટટી પાસબાની ને સંભાલ લેવાયછે તેજ માફક જ્યારે એક ઈનસાનનો પ્રાણુ દેહથી છુટો પડે કે તે બોલી ચાલી શકતો નથી તેમજ કશીબી રીતની હીલચાલ કરી શકતો નથી, કે જેથી પલીદી વગેરે નસા ભરેલી ચીજોના હુમલાથી પોતાનાં શરીરના

સંભાલ અથવા પાસબાની કરી શકે ) જીવતાંનાંબ્બા મનને હીમત આપનારી તરીકે, ઠરાવેલી છે. તેમજ જીવતાંઓને બોધ ને શીખામણ આપે છે તે એ કે મરણ પછી બધું અહીંનું અહીંજ રહે છે પણ જે કંઇ રવાનની પાસબાની (સંભાળ) કરવા અને રેહબરી ( રેહ=રસ્તો અને બર=ફારસી જુબાનમાં "બોરદન" = લઇ જવું અથવા બતલાવવું ) કરવા ઉભું રહેછે તે કોઇજનહીં પણ "સરોશ" અને પાક કલામોનું ભણતર, ભકિતભાવ અને નમનતાઈ ભરેલી દીનદારી છે, તેથીજ એ પેહલા ત્રણ દાહાડા સુધીની "સરોશ" નું ભણતર ને ક્રીયા અગીયારીમાંજ (પાક જગા છે તેથીજ) થાએછે. ત્રણે દીવસે રાતના "અઈવિસ્રૂથ્રેમ" ગેહમાં "સરોશ" નું આફરેંગાન પઢાવવું. પેહલા ત્રણ દાહાડા સુધી

"ફરેશહર" ની ક્રીયા બીલકુલજ થતી નથી; કારણ કે પહેલા ત્રણ દાહાડા ગુજરેલાંનાં રૂવાનની આ ખાકી જહાનમાં હાજરી હોવાથી તેની પાસબાની અને રાહુબરીને માટે તેમજ મરનારની લાસ તુરતનીજ દુખમે લેઇ જવાયલી હોવાથી "દરૂજે નસુસ" ના ઉપદ્રવની માઠી અસરો થોડી કે ઘણી ઘેરમાં રેહલી હોવાથી, તે ઘેરમાં પાક મીનોઓ કે અશોનાં ફરોહરોને લગતું કાંઇબી કરવું નહી, અને જો એકબારગી કોઇ બીજુ કરતું હોય તો તેટલા ત્રણ દીવસો મોકુફ રાખવું, પણ તે પછીથી એટલે ચોથે દીવસથી તે ઘેરમાં તેઓને લગતી ક્રીયાઓ કરવી જોઇએ. જો કદાચ "મુકતાદ" ના દીવસોમાં મુકતાદ માંડયા હોય ને રૂવાન થાએ તો મુકતાદ તરતજ ઉંચકી લેવા ને મુકતાદને

લગતું કીયાકામ પહેલા ત્રણ દીવસ બંધ રાખવું ને ચોથે દિવસે મુકતાદ ફરીથી માંડીને કીયાકામ શરૂ કરવું.

એનું કારણું ફકત "સુખશાન્તી"ના મુખ્ય નીયમ સમાયલો સમજવો જોઇએ. જેમકે "મરકી"ના વખતમાં મરકીનો ચેપ વધુ ફેલાય નહી ને જીવતાં આદમીઓની આમદાનીથી વધુ ફેલાવો થાય ને જીવતાંઓ તેના ભોગ નહી થઇ પડે તેની ઘટતી સાવચેતી ખાતર જ્યારે કોઇ એકાદ જગા અથવા ઘેરમાં મરકી અથવા કોલેરા જેવા ઉડતા રોગોની હસ્તી માલુમ પડવે સતાવાલાઓ તરફથી તે જગા અથવા ઘેરમાંથી તરતજ માણુસોને દુર કરાવીને તે જગાને દવાઇથી તેમજ સુરજના તડકાથી સાફસુફ કરી નાંખેછે ને આંઠ દસ અથવા પંદર દીવસો સુધી તે જગા અથવા

ઘેરને માણસોના વસવાતથી રક્ષણ કરેછે, કે જેથી ચેપી રોગ વધુ ફેલાવો કરે નહી. તેજ માફક ઊપલો નીયમ આપણા મોતેબર ધર્મમાં ઉપર દરશાવ્યા મુજબ સમાએલો છે.

ત્રીજે દહાડે પાછલી રાત્રે-ઊશહેન ગહેમાં મરનારની નઇએતે **ચાર બાજ** ઇજાવવી

૧ લી—રશ્નને આસતાદની બાજ (રાસ્ત ઇનસાફ; રાસ્ત પ્રમાણીક પણું.)

૨ જી—મીનો રામની (સારા કામકાજનો પમરાત.)

૩ જી—સરોશની (બહેસ્તી રવાનો—આગળ થઇ ગએલાં—તેઓ સાથે મરનારની મુલાકાત થાએછે તેની નીશાની તરીકે સરોશને યાદ કરાવાનું.)

૪થી—અરદા ફરવશની (મરનારનાં ફરોહરનો તેના જીવતાં સગા વ્હાલાંઓ સાથનો મીનોઇ સંબંધ)

છેલ્લી બાજ સાથે "શીઆવ" અથવા "જામેએ અશોદાદ" (જામે=કપડાં, આશોદાદ=અશો લોકોને સખાવત) સાથે છુટ છજાવવી. તેનો લવાજમ રૂ. ૧)—(શીઆવ મોબેદને આપી દેવો કે પેહરે).

ચોથે દહાડે (ચહારમને દીને)-બામદાદમાં ચાર મોબેદો પાસે "ધુપ નીરંગ (નીરંગે બુઇ દાદન)નું આફરંગાન મરનારની નષએતે કરાવવું. તેનો લવાજમ દરેક મોબેદને રૂપીઓ એક. અને પછી હાવન ગેહમાં યજશને, બાજ, આફરંગાન અને સતુમ અરદાફ્રવશનું ભણાવવું.

(એ ઊઠમણાને "પાદરૂ જેહ" એટલે "રૂવાનને સારા નરસા દુનિઆમાં કામકાજ કરવાનો બદલો મેળવવાનો વખત" કરીને કહેછે).

ચહારમનો શીઆવના... ... રૂ. ૩ા.

બાજ શીઆવ સાથે ઇજામણુના ... રૂ. ૧)
બાજ શીઆવ વગર ભણુાવવાના... રૂ. ૦॥
આફ્રરંગાન ભણુાવવાના... ...રૂ. ૦॥
યજશની ભણુવવાના ... ... રૂ. ૧)
ફ્રરવશી ભણુવવાના ... ... રૂ. ૦॥
સતુમ ભણુાવવાનો ... ...રૂ. ૦)=
સરોશનાં ભણુતરનો ... ... રૂ. ૧॥)
વંદીદાદના ... ... રૂ. ૩)
ગાહમ્બારની વીસપરદના ... રૂ. ૨.)

ચાહારમને દાહાડે બેજ મોબેદાને ( નાહનીઆ ) જમાડવા. જમી રહે ને ચાર આના દરેકને આપવા. ચાહારમની સહવારે "હાવન" ગેહેમાં બેજ મોબેદા પાસે દરેમેહેરમાં અરદાફ્રવશની ઇજશને તથા અરદાફ્રવશ અને સરોશની બાજ ઇજાવવી અને દરેક મોબેદને રૂ. ૧ ) આપવો.

મરનારના ત્રીજા દાહાડાની "ઉશહિન" ગેહથી ચાહારમની શરૂઆત થાએછે તે વખતે મરનારની કરણીનો હીસાબ લેઇને તેના બદલો એ વખતે બામદાદ પછી આપવામાં આવે છે. તેથીજ ઉપલી ચાર બાજો ઇજાવવામાં આવે છે. ત્યાર પછી રવાન "ચીનવદ પુલ" પરથી બેહેસ્ત અથવા દોજખનો રસ્તો પસાર કરેછે. તે વખતે ઉપલી "ધુપ નીરંગ" ભણાએ છે. તે ભણતરમાં સરોશનીજ ખશનુમન તથા આગળ થઇ ગએલા અશો લોકની નામ બ નામ યાદ કરવામાં આવેછે તથા કુલ જહાનનાં અશોઓનાં ફ્રોહરોની યાદ કરવામાં આવેછે, કે જે વખતે રવાન "ચીનવદ પુલ" ઉપરથી પસાર થઇ પેલી મીનોઇ દુનિયા એટલે પાક બેહેસ્તમાં જાએ છે. તેથીજ ધુપ સારવામાં નામીચાં નરનારીઓની યાદ ગોયા તેઓએ

કીધેલાં નેક કામોના પમરાત વચે કરવી. અને "દહમ" યાને "ભલાં" નરનારીઓની યાદનું આફ્રરંગાનની દુઆનું ભણતર કરવું. તેથી એ અવસરને છાજતીજ (૧) ચાર બાજ (૨) શીઆવની મોબેદને સખાવત (૩) ધુપ નીરંગ અને (૪) દહમનું આફ્રરગાન વખતે પુલગુજાર વખતની મીજલસ જીવતાં-ઓના હકમાંબી ફાએદાકારક તેમજ બોધકારક છે તેથી એ ક્રીયાકામ બજાવવામાં આવે છે.

ચોથે દહાડે હાવન ગેહમાં "અરદાફ્રવશની આરાધના" કરવાનું કારણ એ કે તે દહાડો તેનાં ફ્રરોહરનાં માનમાં અર્પણ કીધો છે અને તે વખતથી તે ઘેરમાં "દરૂજે નસુસ"ની હાજરીથી જે ખરાબ અસરો થવાનો સંભવ હતો અને પવિત્ર ક્રીયાઓ કરવાનો અટકાવ હતો તે દુર થઇને તે ક્રીયાઓ પાછી ચાલુ કરવાની છુટ

થાએછે. એ ત્રણ દીવસોમાં જે ભણતર ભણવામાં આવેછે તેમાં પણ "રામસની"નો ફકરો પઢવો નહી જોઇએ. "સરોશ" કરતી વખતે યજશનેના ૮) મા "હા" માં રાથવીએ "ખરે તેનરો" નહી પઢવો, પણ "એશમાસચ બોયદીમચા" નું પદ પઢતાં આતશનાં પાતરાંમાં બોએ (ખુસબોઇ) મેળવી. "ખરે તે નરો" એટલે અએ મરદ, આ મીઅજદનું ખાણું ખુશીથી હું જે રાથવી છું તે તુંને આપુંછું. તેથી એ બોલ ગમગીનના વખત પર ભણાતા નથી. એજ મુજબ "અહમાઇરએશચ" એક દુવા છે તેમજ "જસમે અવંધહે મજદ"માં "રામનો ખાસતરે" નહી પઢવો. તેમજ ત્રીજી રાત્રે ઉશહિન ગેહમાં "મીનો રામની" બાજની વખતે બી ઉપલા પદ ભણવા નહી. તેજ મુંજબ યજશનેના ૬૮ મા "હા" માં "અહમાઇરએશચ" નહી પઢવી.

**દસમાં** (દેહ=દશ; દહુમ=દશમું=દશમો દીવસ) ને દીને અરદાફ્રવશ તથા સરોશના દરૂન તથા શીઆવ ઇજાવવો, અને ઇજશની, ને ફ્રરોખશી સતુમ ભણાવવું (જશન કરતી વખતે મોબેદ દીઠ આંઠ આના આપવા).

**માસીસો** એટલે ત્રીસમે દહાડે "સીરોજા" (સી=ત્રીસ અને રોજ=દહાડો) ની ખશનુમનની યજશને ને ૩૩ સેકેલા દરૂનજ (ભુંજેલા તથા તરેલા જેને "ચપટાં" કહેછે તે નહી) ને મેવા તથા ફ્રુટ સુકી સીરોજાની બાજ ઇજાવવી અને આફ્રરંગાન, સતુમ પઢાવવું.

**ખરા દીવસે** (એટલે માસીસાને બીજે દીવસે) અરદાફ્રવશની નઇઅતે દરૂન, યજશને, આફ્રરંગાન, ફ્રરોખશી, ને સતુમ પઢાવવું, ને શીઆવ ઇજાવવો.

**પછી હર મહીને મહીને** રવાનનો ખરો દહાડો (રોજગાર) આવે ત્યારેબી બાજ, આફ્રરં-ગાન, યજશ્નની, ફ્રરોખશી ને સતુમ પઢાવવું.

**છમસી** એટલે છ માસની ક્રીયા બીલકુલજ કરવી નહી. એ તો દેખાદેખીથી રેવાજ પડેલો છે.

**વરસીને દહાડે** (વરસ દહાડે) માસીસાની માફ્રકજ ક્રીયા કામ કરાવવું.

**મુકતાદ ૧૦)** દસ ઠીવસજ માંડવા. ૧૨) મો મહીનો "અસપંદારમદ" મહીનાના "આસતાદ" રોજથી તે "વહેસ્તોયસ્ત" પાંચમો ગાથા ધહંબાર સુધીજ. તે વખતે કળશીઆ પર કળશીઓ મુકવો નહી પણ છુટા છુટા મુકવા ને તેમાં દરરોજ તાજું પાણી ભરીને મુકવું ને બીજાં જુદાંજ વાસણુમાં ફુલો મુકવાં તથા એક બીજાં વાસણમાં તાજી ફ્રુટ મુકવી એટલા દસ દહાડા મોબેદ પાસે યજશ્નની,

ફરોખશી, બાજ, આફ્રરગાન ને સ્તુમ પઢાવવું.

મીઠાઈ મેવા બીલકુલજ કરવા કે કરાવવા નહી તેમજ શેરડી આખાં નાળીએર મરનારના હાથપગની નીશાની તરીકે બીલકુલજ મુકવા નહી જોઇએ, તેમજ પૈસા નાણું બીલકુલજ મુકવું નહી. એવા વીચાર ને વહેમથી કે રવાનોને ખાકી દુન્યામાં આવવા માટે **મુસાફરી ખરચ** ( ગાડીભાડાંનો ખરચ ) કરવા સારૂં વાપરવા જોઇએ।

"**મુકતાદની આરાધના**"—તન પાક કરીને જતી વખતે ફુલ અને સુખડ ગુંજાસ મુજબ લઇ જવું ને પવિત્રાઇથી કુસ્તી પાદીઆબ કરી, ફુલ ત્યાં મેલી, સુખડ આતશપર મુકી, સરોશ બાજ તથા જે ગેહ હોએ તે, અને રવાનની નઇયતે પતેત કરવી ને ફરજ્યાત બંદગી ગુજારવી.

જો કદાચ ત્રાંજે દાહાડે "ઉજીરન" ગેહેમાં ઉઠમણું કરે ( કે જે તદનજ ફોકટ છે. ફક્ત દુનિઆનાં લોકોનો મેલાવડો કરવો ને ત્યાં ભણુવાને બદલે તોલતપા ને તારીમારી કરવી ને જુઠી જુઠી બાંગો મારી રૂપીઆ ફલાણું ફલાણું ફંડમાં આપીઆ કરીને જુઠો દેખાવ દેવા સારૂ મીજલસ ભેગી કરવી જે તદનજ વાહીઆત અને નકામો ખરચ કેહવાએ ) તે વખતે ભણુવાનું :—

"ખોરશેદ" ને "મેહેર"ની નીઆએશ.

"ઉજીરન ગેહ."

"સરોશ હાદોખ્ત" અને

"પતેત રોઆનની."

ચારજ શીઆવ ઇજાવવા :—

(૧) ચહારમની ચોથી બાજ વખતે.

(૨) દસમાં પર.

(૩) માસીસા પર.
(૪) વરસી પર.

માણુસે પોતાની હૈયાતીમાંજ બને તો "જીંદેરવાન" ( જીંદે=હૈયાત અથવા જીવતું ) ની ક્રીયા કામ કરાવી નાંખવું જોઇએ, એટલે પહેલા ચાર દીવસની ક્રીયા મરણુ પછવાડે થાએછે તેજ માફક પોતે ગુજરયો હોય તેમ મનમાં સમજી લઇને, બધી ક્રીયા કામ પોતાની હૈયાતીમાંજ બને તો કરાવી નાંખવી.

## જોડાં લગાડવાની ક્રીયા.

આપણી જરથોશતી કોમમાં હાલમાં એક જુઠો રીવાજ "જોડાં લગાડવાનો" ચાલુ થઇ પડયોછે તે એ કે કોઇ મરણુ પામે ને જો મરદ હોય તો તેની ઓરત સાથે, ને જો ઓરત હોય તો

તેના મરદ સાથે જોડું લગાડવું. કે જેથી આ દુન્યામાં જેમ ધણી ધણીઆણી તરીકે રહેતાં હતાં તેવીજ રીતે પેલી દુન્યામાંબી મરણુ બાદ રેહી શકે. એ તદ્દનજ ખોટું કહેવાય. મરણુ બાદ તો જે આસામીની જેવી કરણી તેવુંજ તે ફળ મેળવી શકેછે, તેથી ગુજરવા બાદ જોડાંનો સંબંધ રહેતો નથી. જે દીનથી ધણી ધણીઆણીની સગાઇ થાય, અને પરણે ત્યારથી તે હૈયાતી હોય ત્યાં સુધી તેઓ મળી ભેટી સરખા એખલાસથી રહે અને પોતાની નેક ફરજો બજાવી, ભલાઇના કામોમાં એક બીજાંને મદદ કરે, અહુરમજદના તમામ ભલા રેવાજો પસંદ કરી તેપર અમલ કરે, કુસંપ નહી ફેલાવતાં આબાદીનો વધારો ચાહે, તેનું નામ "જોડું." તે ફક્ત જીવતાંનુંજ જાણવું. મરણ બાદ તેવો કશો સંબંધ રહેતો નથી.

**એક દાહાડાથી સાત વરસનાં ગુજર-નાર બચાંની ક્રીયા**—એક દાહાડાથી સાત વરસનુ બચ્ચું મરણ પામે તો દીનના તરીકા મુજબ ઉપર જણાવેલી રીતે અવલમંજલ પુગાડવું. ત્રીજે દીવસે સરોશની ખશનુમને એક યજશની કરાવવી અને ત્રણ દીવસ "અષ્ટવીસ્તુશ્રેમ" ગહેમાં સરોશનું આફ્રંગાન તથા સરોશ બાજ ધજાવવી. તેમજ ત્રીજી રાત્રે ઉશહેન ગેહમાં ચાર બાજ ધજાવવી :—

પહેલી—રશને આસતાદની.

બીજી—મીનો રામની.

ત્રીજી—સરોશની.

ચોથી—અરદાફ્રવશની, ને સાથે શીઆવ ધજાવવો.

**દસમું માસીસો** તથા **વરસી** કરવાનું ફરમાન નથી.

**" સુવાવડી તથા માસીક માંદગી ( દસ્તાન ) વાલી ઓરત ગુજરે તેની ક્રીયા ":—**

સુવાવડી તેમજ દુર બેઠેલી બાઇનું મરણ નીપજે તો આગળ જણાવ્યા મુજબની ક્રીયા કરાવવી, ને જો ગરીબ માણુસની જોગવઇથી બને તોજ તેનું "**નહાન**" આપવું, તેનો લવાજમ રૂ. ૩૦) ને જો ગુંજાસવાળું આદમી હોય તો "**નીરંગદીન**" કરાવવી, તેનો લવાજમ રૂ. ૧૦૦).

**" ગાથા ધહંબારમાં ગુજરનારની ક્રિયા ":—**

હાલમાં આપણા લોકોમાં ઉલતો રીવાજ ચાલુ છે કે જે કોઇ **પેહેલા** ગાથા ધહંબારમાં મરણ પામેતો દર મહીનાના રોજગારની ક્રિયા અહુરમજદ રોજે કરે, **બીજો** ગાથા હોય તો

બહમન રોજે ક્રિયા કરે, **ત્રીજો** ગાથા હોય તો અરદીબેહેશત રોજે ક્રિયા કરે, **ચોથો** ગાથા હોય તો શેહેરેવર રોજે ક્રિયા કરે, **પાંચમો** ગાથા હોય તો અસપંદારમદ રોજે ક્રિયા કરે, પણ એ રેવાજ તદ્દનજ ખોટો છે.

"સીરોઝાની ખશનુમન"ની ક્રિયા જે દહાડે રવાન ગુજરે તે દહાડેથી ત્રીસ દહાડા ગણીને કરાવવી તથા **માસીસો ને દર મહીનાનો રોજગાર** અગીઆર મહીના સુધી દર **મહીનાનો ફરવરદીન રોજે** કરે અને **વરસીનો** દહાડો આવે (એટલે ગાથાવહંબારમાં) ત્યારે માસીસાને દીને જે ક્રિયા ફરમાવી છે તે કરવી.

**"મુસાફરીમાં કોઈ મરણ પામે તેની ક્રિયા"**—જો કોઇ મુસાફરીમાં ગુજરે ને તેનાં સગાં વહાલાંઓને મરનારનો દીવસ ખબર નહી પડે ને **એક મહીને** ખબર **મળે** તો

મરનારની નઈઅતે ત્રણ સરેશ, ત્રણ વંદીદાદ, સરેશનું આફરગાન, અને તેજ દહાડે "ઉશહીન" ગેહમાં ચાર બાજ ને સાથે શીઆવ ધ્રજાવવો.

બીજે દહાડે—ચાહરમ હાવન ગેહમાં કરવું. તેજ દીવસે દસમાંની ક્રિયા રપીથવન ગેહમાં કરાવવી. જો કદાચ મરનારની ખબર એક મહીનો પસાર થયા પછી મળે તો તેજ દહાડે સીરોજાની અને માસીસાની ક્રિયા કરાવવી.

જો કદાચ એક વરસ પસાર થયા પછી ખબર મળે તો એકજ દીવસમાં ચાહરમ, દસમું, માસીસો, વરસીની ક્રિયા કરાવવી. ને મરનારનો દીવસ નહિ ખબર હોય તો જે દીવસે ક્રિયા કરે તેજ દીવસ ગણવો, અથવા તો ફેરવરદીન રોજ ને આદર મહીનો ચાલુ રાખવો.



( નીચલી હકીકત એરવદ બજાંની ચોપડીમાંથી ઉતારી લીધી છે. )

# પાયદસ્તે જવાની બીના

મરણુ અવસરે પાયદસ્તે જનારાઓએ આપણા જરથોસ્તી રેવાજ પ્રમાણે રવાનની શાંતીને માટે શું શું બંદગી ભણુવી તે ટુંકમાં નીચે મુજબ છે. પ્રથમ પાદીઆબ કુસ્તી કરી ઘર આગળ સરોશ બાજ, ગેહ, ખુરશેદ મેહર નીઆએશ ભણી પોતાની ફરજયાત ઉતારી પતેત પશેમાની ગુજરનારી નૈયતે પઢવી; પાયદસ્તે જનારાઓએ રૂમાલથી પેવંદ પકડી સરોશની બાજ નીચે મુજબ લેવી.

**ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષૅમ વૉહૂ ૧. યથા અહૂ વઇર્યો ૫, અષૅમ વૉહૂ ૩. ફ્રવરાને**

થી કેમના મજદા ( જાવત ) અષહે સુધી પઢી બાજમાં સરોશ ઈજદ પનાહ બાદ, સરોશ ઈજદ પનાહ બાદ બોલતાં લાસની પાછલ ૩૦ કદમ દુર ચાલવું. લાસને દખમાંમાં મેલી નસાસાલારે દરવાજો બંધ કીધા પછી નીચે મુજબ બાજ મુકવી:—" નૅમસ્ચા યા આર્મઈતિશ ઈઝાચા, નૅમસ્ચા યા આર્મઈતિશ ઈઝાચા, નૅમસ્ચા યા આર્મઈતિશ ઈઝાચા, અષૅમ વૉહૂ ૧. યથા અહૂ વઈર્યો ૨. યસ્નૅમચ વહમૅમચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામી સ્ઑષહે અષ્યેહે, તખ્મહે તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઑશ આહૂઈર્યેહે અષૅમ વૉહૂ ૧ ) હજંગ્રેમ બએષજનામ બએવરે બએષજનામ, હજંગ્રૅમ બએષજનામ બએવરે બએષજનામ, હજંગ્રેમ બએ-

ષજનામ બએથરે બએષજનામ; અષૅમ વૅાહૂ ૧). જસ મે અવઙ્હે મજદ, જસ મે અવઙ્હે મજદ, જસ મે અવઙ્હે મજદ; અમહે હુતાશ્તહે હુરઓધહે, વૅરૅથ્રઘ્નહે અહુરધાતહે વનઇનત્યાઓસ્ચ ઉપરતાતો, થ્વાષહે ખધાતહે જરૂવાનહે અકરનહે જરૂવાનહે દરેઘો ખધાતહે અષૅમ વૅાહૂ ૧.

એટલું પઢી પએવંદ છોડી દોખમાનો નમસ્કાર નીચે મુજબ પઢવો.

## નમસ્કાર દોખમાનો.

ઍજ હમા ગુનાહ પતેત પશેમાન્ ઓામ. ☞ નૅમસૅ-તે ઇથ ઇરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે યાઓ અષઓનાંમ ફ્રવષયો. અષૅમ વૅાહૂ ૧ ( ત્રણ વાર પઢે. ) ☜

**અહમાઇ રએસ્ચ; હુજઙ્રૅમ; જસ મે અવઙ્હે મજદ; કૅરૂફૅ મોજદ.**

ત્યાર પછી નીરંગ ચોપડવો અને પછી પાણીથી પાદીઆબ કુસ્તી કરી સરોશ બાજ પઢી ફરજ અદા કરી ઘર તરફ પાછા ફરતાં થોડા કદમ ચાલી જમણે હાથે કપડાંનું પેવંદ પકડી તે હાથ જમીન ઉપર મુકીને યથા અહૂ બઇર્યેં ૧) પઢે, પછી ત્રણ કદમ ચાલીને બીજી વાર અને ત્રીજી વાર એજ રવેશે અહુનવર પઢી ઘર આવી સ્નાન કરી પવિત્ર થવું.

---

## મરણ પ્રસંગે ખુદાના હુકમને તાબે થવું.

**અવસ્તા:—કધ નો ઇધ અષાઉમ અગતો ઇથ્યેજઙ્હુતત્ હચ અઙ્હુઑાત આઇથ્યેજઙ્હુમ અહૂમ આ.**

અર્થ :—( સારાં માણુસના રવાનને તેનાં મરણ પછી ૪ થા દીવસની બામદાદે મીનોઇ દુન્યામાં બેહમન અમશાસ્પંદ નીચે પ્રમાણે આવકાર આપેછે.) "અએ અશો રવાન, ફાની (નાશવંત) દુન્યામાંથી આએ હમેશની દુન્યા તરફ અમારી આગળ તું ભલે આવ્યું. ( વંદીદાદ પરગરદ ૧૯, ફ. ૩૧).

અવસ્તા :—પથાંમ્ જવૌદાતનાંમ જસઇતિ યસ્ચ દ્રવઇતે યસ્ચ અષઓનો

અર્થ:—(અંતે માનસનો આત્મા) " પોંહચે છે જમાનામાં ઠેરવેલા રસ્તાને—કે જે (રસ્તો છે) શું અશોને માટે કે શું દરવંદને માટે. "

માણુસ અથવા જનાવરોનો આત્મા તેનાં શરીરને છોડીને જ્યારે મીનોઇ દુન્યામાં જાય છે ત્યારે તેનું મોત અથવા મરણ થયલું

કહેવાયછે. માણસનું મોત થતું કે મરી જવું એટલે તેનું સદંનતર નાબુદ થઇ જવું નથી. અલબત, તેનું શરીર તદન મરણ પામી નાશ થાય છે. તેથી આપણે એમ કહીએ તો ચાલે કે ફલાનાનું શરીર મરણ પામ્યું. હિંદુ લોકોમાં કોઇ મરણ પામે છે ત્યારે કહેવામાં આવે છે કે ફલાનાનો દેહ પડયો. **વંદીદાદની ૧૯ મી** પરગરદ ઉપરથી આપણે જાણી શકયે છીએ કે મોતથી માણસનો સદંતર નાશ થતો નથી. માણસ પોતાનાં શરીરમાં એક અમર આત્મા ધરાવે છે. મોત આ આત્માની નીસ્તી ઉત્પન્ન કરતું નથી. આત્માનું શરીરથી છુટા પડી કોઇ બીજી હસ્તીમાં જતું તેનું નામ **મોત.** મોત રવાનની હાલતમાં ફેરફાર કરે છે, તેનો નાશ કરતું નથી. ઇંગ્રેજીમાં કહેવત છે કે Man is mortal

એટલે માણુસ મોતને આધીન છે. માણુસ બોલ જેને ફારસીમાં મર્દ, અને અવસ્તામાં મષ્ય, તથા સંસ્કૃત મર્ત્ય કરી કહે છે તેનો અર્થ મોતને લાયકનો કરી થાય છે. ગયોમર્દ જે સૌથી પેહલો માણુસ થઇ ગયો છે તેનાં નામનો અર્થ પણ ગયોમર્દ એટલે મોતને લાયકનીજ જીંદગી ધરાવનાર કરી થાય છે. આ ઉપરથી જણાય છે કે માણુસ રોજે અવલથી પોતાની જીંદગી સાથે મોતને લેતું આવે છે. દરેક નીઆએશ તથા યશ્તને છેડે આપણે ભણયે છીએ કે "મન્ આનો આવાયદ શુદન્" એટલે કે મને તે તરફ (પેલી દુન્યામાં) જવું છે યાને મરણ પામવું છે. વંદીદાદની ૧૯ મી પરગરદમાં જણાવેલું છે કે "શું ભલાં કે શું ભુડાં સર્વને માટે મોત સરજેલું છે.

એક ફારસી સાયર કહે છે કેઃ—
"સબાતી ન દારદ્ જહાંન અએ પીસર,
બે ગફલત મબર ઉમર દર વએ બસર."
અર્થ :—અએ બેટા, જહાનમાં જીવવું ચોક્કસ નથી, માટે તું ગફલતીમાં તારી ઉમર ના ગુજાર.

એક કવિએ નીચે મુજબ લખ્યું છેઃ—
આયા હએ સો જાયગા રાજા રંક ફકીર,
કોઇ સિંહાસન ચહડ ચલે કોઇ બાંધ જંજીર

એટલે કે જેણે દુન્યામાં જન્મ લીધો તે કોઇ દીવસે મરવાનોજ પછી તે મોટો રાજા હોય, અથવા ગરીબ ફકીર હોય; સૌને ત્યાં મીનોઇ દુન્યામાં જવાનું છે. દસ્તુર આદરબાદ મારાસ્પંદની આ શીખામણ છે કે "પસ્ચે રફતન રાહે ઓપુલ" એટલે આખરે પુલના રસ્તા તરફ જવું છે, યાને મરવું છે.

દસ્તુર દારાબ પાહલન પોતાનાં ફરજ્યાત નામામાં જણાવે છે કે "આગલા અશો દસ્તુરોએ ફરમાવ્યું છે કે ગુજરેલાઓ પછવાડે રડવું નહી જોઇએ, કારણ કે ગુજરનારનાં સગાંઓ રડે અને જારી કરે છે તેથી તે રવાનને ઘણીએક રંજ અને બેદાદી પહોંચે છે. રડવા અને જારી કરવાથી જે આંસુ પડે છે તેથી મીનોઇ જેહાંનમાં એક પાણીની નદી બને છે. આ નદીને લીધે તે રવાનને બહેશતમાં ચાલી જતાં ઘણી મુશકેલી પડે છે, જેથી તે રવાન પોતે પણ પેલી નદી આગળ જારી અને ફરીઆદ કરે છે કે "મેં પોતે તો તમો સાથે કંઇ બુરાઇ કીધી નથી અને તમો મારી ઉપર શા માટે રડન કરીને એટલી બધી બેદાદી વાપરો છો ? તમો રડન કરીને મારા રસ્તામાં શા માટે હરકત નાખો છો ?" વંદીદાદની ત્રીજી

પરગરદ પ્રમાણે જે ઠેકાણે ગુજરેલાંઓ પાછલ માહતમ ચાલતી હોય તે ઠેકાણે યજદ, અમશાસ્પંદોનું આવવું કમ થાય છે.

આપણો જરથોસ્તી રેવાજ એ છે કે માણસ ગુજરે કે તેની નૈયતે પવિત્ર અવસ્તાના કલામો તુરત ભણવા શરૂ કરવા અને ત્યાં ઇજદ અમશાસ્પંદોને આમનત્રણ કરી તે રવાનની પાસબાની કરવા આગ્રહ કરવો. ખાસ કરી સરોશ યઝદ રવાનની પોશતપનાહ માટે ત્યાં આવે છે અને પેલા રવાનને પોતાની પનાહમાં લે છે. હવે જો મહાતમપોશા ચાલુ રહે તો વંદીદાદમાં જણાવ્યા પ્રમાણે ફરેશતાઓનું ત્યાં આવવું કમ થાય અને પેલા રવાનને તેથી અતી મુશકેલી થાય એ દેખીતું છે. વળી ઉપર દસ્તુર દારાબ પાહલનના કહેવા મુજબ તેને બહેસ્તમાં જતાં મુશકેલી લાગે છે. એ વીગેરે

બીજા દાખલાઓ આપણને એટલુંજ જણાવે છે કે મોહત પાછળ માહતમ કરવી ગુનાહ છે. તેથી આસપાસનાઓની તનદરોસ્તી ઉપર ખરાબ અસર થાય છે. ઘર ધણીઆણી અને ઘર ધણીની એ વેળા સૌથી મોટી ફરજ છે કે તેઓએ શાંત મન, સબુરી અને હિમ્મતથી આવી પડેલી આફત ખમવી અને ખોદાપર વિશ્વાસ રાખી તેના હુકમને તાબે થવું તથા પોતાનાં કુટુંબના નાનાં મોટાંઓને માહતમ નહી કરવાનો બોધ આપવો. આપણા ધર્મને લગતી એક કેતાબમાં કહેલું છે કે આપણ ઇનસાનોએ પાક દાદારને કબુલાત આપીને આ દુન્યામાં જન્મ લીધો છે. તે કબુલાત એ છે કે "રસેમ ઓએ ગેતી પદીરેમ અનાઇ ખુરસંદ હોમ પ મર્ગી." ( અઓગેમ દએચાના કલામો ).

ઉપલા પાજંદ કલામોનો સાર એ છે કે "આ દુન્યામાં હું જન્મ લેઉંછું, એ ગેતી દુન્યામાં મારા ઉપર જે જે દુખો આવી પડે તેને હું સબુરીથી શોશીશ, પછી તે દુખ વહાલામાં વહાલા બેશીનું મરણનું હશે તો તેવા મોત ઉપર પણ હું સબુરી પકડી રાજી થઇશ." આ દુન્યાનાં જનમ લેનાર દરેક માણસ ઉપર કોઇ કોઇ વેળા સુખ અને દુખ આવી પડે છે. જ્યારે સુખ અને મજાહનો વખત આવે ત્યારે છલકાઇ નહીં જવું તેમ દુખ અને આફ્ત વેળા ગભરાઇ જઇને વીલાપ નહી કરવો, એવી કબુલાત દરેક જરથોસ્તી, દીનમાં દાખલ થતી વેળા આપે છે. પતેત પશેમાની ભણતાં આપણે જે કબુલાત આપ્યે છીએ તે યાદ રાખી જે કોઇ જીંદગી ગુજારશે તે પોતે સુખી અને શાંત જીંદગી ગુજારવા ઉપરાંત

પોતાની સાથે સમાગમમાં આવનારાં ઇનસાંનોને પણ સુખી કરશે. તે પતેતના કલામો આ છેઃ— **૫ નેકી સેપાસદ્દારૂ હોમ્, ઍજ અનાઈ ખોરૂસંદ્ હોમ્.** યાને કે "ખોદા તરફથી મને જે સુખ મલશે તે માટે તે સાહેબના શોકરાના કરીશ અને જો કાંઇ દુખ પોંહચશે તો તે માટે બળાપો નહી કરતાં ખોદાનાં કીધેલાં પર રાજી થઇશ." (જુઓ શુદ્ધ ખોરદેહ અવસ્તા માયનીના સાર સાથે—કર્તા એરવદ બરજોરજી એરચજી બજાં; પાંના ( ૩૧૧–૩૨૩ )



# ખુલાસો.

આ નિબંધ બાબે ટુંક ખુલાશો કરવો ઘટતું ધારું છું. એ મારા અભ્યાસનું પરીણામ છે ને મોબેહોના લવાજમ બાબે જાણવું જે જેની ગુંજાસ ને સંપજ તેવી રીતે આપ લેનો વીચાર કરવો. તદનજ અંદર દર્શાવેલોજ લવાજમ આપવો બંધણુ કરતા નથી. તે નિયમ ધ્યાનપર લેઇને દરેક જણે વરતવું. એ બાબદમાં મારા એક બણેલા એરવદ મીત્રની સલાહ ને વિચાર મુજબ ઘટતી સુચનાઓ સ્વીકારી છે ને તે બધી સલાહને માટે તેમજ મારો આ નીબંધ તપાસી જવામાં તકલીફ પડી છે તે માટે આ ટકે મોહટો આભાર માનું છું.

મ. જા. ભાઠેના.

મુંબઇ:
નંબર ૧૪૨ લાલબાગ, પરેલ, ધી
ન. પીતીત પારસી ઑરફનેજ કૅપ્ત
પ્રિંતીંગ વર્કસમાં મેહેરજી બી. મીઠાઇવાલાએ
છાપ્યું છે અને મ૦ જા૦ ભાઠેનાએ ખેતવાડી
૧૧ મી ગલીમાંથી પ્રગટ કર્યું છે.